Sardine (સાર્ડી·ન) સાર્ડીનીઆમાં થતી માછલીની જાત
Saturday (સૅટર્ડે·) શનિવાર
September (સેપ્ટેમ્બર્) નવમો મહિનો
Seven (સેવ્ન્) સાત
Sir (સર્) સાહેબ
Six (સિક્સ્) છ
Sixteen (સિક્સ્ટીન્) સોળ
Sport (સ્પોર્ટ્) રમત
Sunday (સન્ડે·) રવિવાર
Tapioca (ટૅપિઓકા) એક જાતની કાંજી
Taxi (ટૅક્સિ) ભાડુતી ગાડી
Tea (ટી) ચા
Telegram (ટેલીગ્રામ્) તાર
Telephone (ટેલીફો·ન્) ટેલીફોન
Ten (ટેન્) દસ
Terrace (ટેરૅસ) અગાસી
Theatre (થીએટર્) નાટકશાળા
Third (થ·ર્ડ્) ત્રીજું
Thirteen (થર્ટી·ન્) તેર
Thirty (થર્ટિ) ત્રીશ
Thousand (થાઉઝન્ડ) હજાર
Three (થ્રી) ત્રણ
Thursday (થર્ઝડે·) ગુરુવાર
Toast (ટોસ્ટ્) કોઈના માનમાં પીવાતું પીણું
Tobacco (ટોબૅકો) તમાકુ
Torpedo (ટૉર્પી·ડો·) વહાણનો નાશ કરવાનું દરિયાઈ શસ્ત્ર
Tuesday (ટ્યૂઝ્ડે·) મંગળવાર
Twelve (ટ્વેલ્વ્) બાર
Twenty (ટ્વેન્ટિ) વીશ
Twenty-one (ટ્વેન્ટિ વન્) એકવીશ
Twice (ટ્વાઈસ્) બે વખત
Two (ટૂ) બે
University (યૂનિવર્સિટિ) વિશ્વવિદ્યાલય
Vanilla (વૅનિલા) સુગંધી ફળઝાડ
Violin (વાયોલિન્) વાયોલિન
Visa (વીઝા) પાસ્પોર્ટ ઉપર તપાસણીની નોંધ
Vodka (વોડ્કા) રશીઆમાં વપરાતો દારૂ
Volt (વોલ્ટ) વિદ્યુતના દબાણનું માપ
Wednesday (વેન્ઝ્ડે·) બુધવાર
Whisky (હ્વિસ્કિ) જવ વગેરેનો દારૂ
Zebra (ઝીબ્રા) ઘોડાને મળતું ચટાપટાવાળું જાનવર
Zinc (ઝિન્ક્) જસત
Zoology (ઝૂઑલો·જિ) પ્રાણીશાસ્ત્ર

## સૂચના

**આંતરરાષ્ટ્રીય** શબ્દો માટે નિષ્ણાતોની તપાસ હજુ પૂરી થઈ નથી. આપણી જ ભાષામાં બે હજાર ઉપરાંત અંગ્રેજી શબ્દો રૂઢ બની ગયા છે. અને જગતની ઘણી યે ભાષાઓમાં તેમ થયું હશે. એમ પરભાષાઓએ અપનાવેલા બધા અંગ્રેજી શબ્દોનું સંપૂર્ણ લિસ્ટ કરવાના પ્રયાસ હજુ ચાલુ છે.

# [૩] વૈજ્ઞાનિક શબ્દો

Alternation (ઑલ્ટરનેશન) વારો, ફેરો, એકાંતરા થવું તે

Arc (આર્ક) કમાન, વર્તુલનો ભાગ, બે કાર્બન વચ્ચેનો વિદ્યુતનો તણખો

Area (એરિઆ) ક્ષેત્રફળ

Arrangement (ઍરેઈન્જ્મેન્ટ) ગોઠવણ, વ્યવસ્થા

Axis (ઍકિસસ્) ધરી, મધ્યરેખા

Break (બ્રે · ક્) ભાંગવું તે, ભાંગફોડ, ચીરો

Bubble (બબ્લ્) બુદ્બુદ, પરપોટો

Carbon (કાર્બન) કોલસો, હીરો, ખાંડ વગેરેમાંનું તત્ત્વ

Case (કેઈસ્) પ્રસંગ, બનાવ; પેટી

Cell (સેલ્) કોષ, નાની જગ્યા, બૅટરીમાંનો એક એકમ

Centre (સેન્ટર્) મધ્યબિંદુ

Charge (ચાર્જ્) વિદ્યુતભાર, યંત્રમાં પૂરાએલો અસરકારક પદાર્થ

Circuit (સર્કિટ્) ચક્રાકાર ગતિ, વિદ્યુત્-સંધાન

Clay (ક્લે · ) માટી

Coil (કૉઈલ્) ગૂંચળું, તારનું ગૂંચળું વાળી બનાવેલો વિદ્યુત્યંત્રનો એક ભાગ

Column (કૉલમ્) સ્તંભ, ઉપર નીચે વિસ્તારમાં આવેલું કાંઈ પણ

Consonant (કૉન્સોન · ન્ટ્) વ્યંજન, સંવાદવાળું

Contraction (કોન્ટ્રૅક્શન્) સંકોચન

Cross (ક્રૉસ્) ચોકડી, ×

Decimal (ડેસિમ · લ્) દશાંશ

Demonstration (ડેમોન્સ્ટ્રેશન્) કાર્યપદ્ધતિનું પ્રદર્શન, પ્રાયોગિક સાબિતી

Deposit (ડીપૉઝિટ્) જમાવ

Diameter (ડાયામીટર્) વર્તુલનો વ્યાસ

Difficulty (ડિફિકલ્ટિ) મુશ્કેલી

Dimension (ડાઇમેન્શન્) લંબાઇ, પહોળાઇ, ઊંચાઈ વગેરે પરિમાણ

Disturbance (ડિસ્ટર્બન્સ) ઘોંઘાટ, મનને અશાંત કરનારૂં કાંઈ પણ

Drum (ડ્રમ્) ઢોલ, ઢોલના આકારનો યાન્ત્રિક ભાગ

Efficiency (એફિશેન્સિ) અસરકારક હોવાપણું, આવડત

Equation (ઈક્વે · શન્) બે વસ્તુનું સરખું હોવાપણું

Evolution (ઇવોલ્યૂશન્) ઉત્ક્રાન્તિ, વિકાસક્રમ

Explanation (એક્સ્પ્લેનેશન્) સમજૂતી, વિવેચન

Fever (ફીવર્) તાવ

Fossil (ફૉસિલ્) પત્થરરૂપ બની ગએલો સેન્દ્રિય પદાર્થ, અવશેષ

Fraction (ફ્રૅકશન્) અંશ, અપૂર્ણાંક

Generation (જેનરેશન્) પેઢી, જીવવિકાસ

Genus (જીનસ્) જાતિ, વર્ગ

Grinding (ગ્રાઈન્ડિન્ગ્) પત્થર પર ઘસવું તે

Groove (ગ્રૂવ્) ચીલો, કાતરેલી રેખા
Guard (ગાર્ડ્) રક્ષક
Gum (ગમ્) ગુંદર
Impurity (ઈમ્પ્યૂરિટિ) અશુદ્ધિ, કચરો
Instinct (ઈન્સ્ટિન્ક્ટ્) આંતરજ્ઞાન, સહજજ્ઞાન, પ્રેરણા
Investigation (ઇન્વેસ્ટિગેશન્) શોધ, ઊંડો અભ્યાસ
Irritation (ઇરિટેશન્) ચળ, ઉશ્કેરાટ
Kidney (કિડ્નિ) મૂત્રપિંડ
Layer (લેયર્) પડ, અસ્તર, થર
Length (લેન્ગ્થ્) લંબાઇ
Lever (લીવર્) ઉચ્ચાલન
Lime (લાઈમ્) કળીચૂનો
Liver (લિવર્) કાળજું
Lubrication (લ્યુબ્રિકેશન્) ઊંજેલું તેલ
Mean (મીન્) મધ્યમ
Multiplication (મલ્ટિપ્લિકેશન્) ગુણાકાર
Nucleus (ન્યુક્લીઅસ્) પ્રાથમિકપિંડ
Origin (ઑરિજિન્) ઉદ્ભવસ્થાન, ઉત્પત્તિ
Oxygen (ઑક્સિજન) પ્રાણવાયુ
Path (પાથ્) રસ્તો, માર્ગ
Petrol (પેટ્રોલ્) મોટરમાં બાળવામાં આવતું તેલ
Plan (પ્લૅન્) નકશો, યોજનાચિત્ર
Plug (પ્લગ્) કાણું બંધ કરવાનો ખીલો
Practice (પ્રૅક્ટિસ્) અભ્યાસ, ટેવ
Pressure (પ્રેશર) દબાણ, દાબ
Projection (પ્રૉજેક્શન્) ફંટાતો ભાગ, ચિત્રમાં લીટીને સમાંતર ઉતારવી તે
Proof (પ્રૂફ્) સાબિતી
Radius (રેડિઅસ્) ત્રિજ્યા
Ratio (રેશિઓ) પ્રમાણ
Receiver (રીસીવર્) અવાજ વગેરે ગ્રહણ કરનાર
Reference (રેફરન્સ્) સંબંધ, નોંધ
Reproduction (રીપ્રોડક્શન્) નકલ ઉપજાવવી તે
Resistance (રીઝિસ્ટ·ન્સ્) વિરુદ્ધ બળ, પ્રતિરોધ
Result (રીઝલ્ટ) પરિણામ
Sample (સૅમ્પલ્) નમૂનો
Scratch (સ્ક્રૅચ્) કાતરવું તે, કાતરી પાડેલો ટુકડો
Screen (સ્ક્રીન્) પડદો
Seal (સીલ્) છાપ
Sensitivity (સેન્સિટિવિટિ) ચપળતા, વાહકતા
Series (સીરી·ઝ્) પરંપરા
Sight (સાઈટ્) નજર, દૃષ્ટિ
Soda (સોડા) સોડીઅમ ધાતુનો ક્ષાર
Solution (સોલ્યુશન્) દ્રાવણ
Spark (સ્પાર્ક્) તણખો
Species (સ્પીશી·ઝ્) પ્રાણીઓનો કોઈ વર્ગ
Sphere (સ્ફીઅર્) ગોળો
Starch (સ્ટાર્ચ્) મેંદો
Strength (સ્ટ્રેન્ગ્થ્) બળ, તાકાત
Sulphur (સલ્ફર્) ગંધક
Supply (સપ્લાય્) પૂરું પાડવાની ક્રિયા
Tar (ટાર્) ડામર

Tide (ટાઈડ્) જુવાળ
Tissue (ટિશ્યુ) કોઈપણ છિદ્રાળુ વણાટ
Tone (ટો•ન) સૂર, અવાજની હલક
Trace (ટ્રેઈસ્) ચીલો, માર્ગ, નિશાની, સૂક્ષ્મ પ્રમાણ
Tune (ટ્યૂન) રાગ
Valve (વાલ્વ્) પ્રવાહને રોકવાનો પડદો
Volume (વૉલ્યૂમ્) ઘનફળ, જથ્થો
Vowel (વૉવેલ્) સ્વર
Wear (વેઅર્) ઘસારો
Wedge (વેજ્) ફાચર
Yeast (યેસ્ટ્) આથો
Zero (ઝીરો) શૂન્ય, ૦

## સૂચના

**બેઝિકનો** અભ્યાસ પૂરો કર્યા પછી તુરત તો શીખનાર વાર્તા સાહિત્ય તરફ જ વળશે. અને બેઝિકના ૮૫૦ શબ્દોની મર્યાદામાં રચાએલી દરેક જાતની રસવૃત્તિને અનુકૂળ નવલકથાઓનો ખૂબ સંખ્યામાં દિવસે દિવસે વધારો થતો જાય છે; એટલે એ જાતના વાચનની કદી ખોટ આવવાની નથી. પણ બેઝિક શીખનાર માત્ર વાર્તાઓ જ વાંચીને બેસી રહે એ ઈષ્ટ નથી. બેઝિકનો સાચો ઉપયોગ તો પોતાના જ્ઞાનનો વિકાસ કરવા માટે જ થવો જોઈએ. અને એ વસ્તુ વિજ્ઞાનના અભ્યાસમાંથી જ મળી શકે તેમ છે.

પરંતુ વિજ્ઞાન કાંઈ એક જ નિશ્ચિત વસ્તુ નથી. વિજ્ઞાનના પેટામાં ઘણી શાખાઓ આવે છે. તેમ છતાં સામાન્ય કક્ષાના વાચકને રસ પડે એ જાતનું બેઝિકમાં લખેલું વૈજ્ઞાનિક સાહિત્ય તૈયાર થવા માંડયું છે. અને એ સાહિત્યમાં બેઝિકના ૮૫૦ ઉપરાંત સામાન્ય વિજ્ઞાનના માત્ર ૧૦૦ વધુ શબ્દોનો જ ઉપયોગ થાય છે. એ ૧૦૦ શબ્દો આ વિભાગમાં આપેલા છે. શીખનાર આટલા શબ્દોની મદદથી બેઝિકમાં લખેલી વિજ્ઞાન વિષયક સામાન્ય ચર્ચાઓ સમજી શકશે, અને એ રીતે વિજ્ઞાનના જગત સંબંધે ઘણું જાણી શકશે.

અને જો એટલેથી એને વિજ્ઞાનમાં વધુ રસ જાગે, અને વિજ્ઞાનની કોઇ એકાદ શાખાનો ઊંડો અભ્યાસ કરવાની તેને ઇચ્છા થાય, તો આ ૧૦૦ ઉપરાંત તે શાખા સાથે સંબંધ ધરાવતા બીજા માત્ર ૫૦ શબ્દો જ તેણે શીખી લેવા જોઇએ. ભૌતિકશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, રસાયણ શાસ્ત્ર, એમ જુદી જુદી શાખાઓ માટે આવાં લિસ્ટ તૈયાર થયાં છે. અહીં એવાં લિસ્ટ આપવાં અસ્થાને થઈ પડે તેમ છે. પણ વાચક એ કક્ષાએ પહોંચે ત્યારે તેણે 'Basic English Applied (Science)' એ પુસ્તક જોઈ જવું જ હિતાવહ થઈ પડશે.

# [૪] વેપાર–વાણિજ્યના શબ્દો

Acceptance (એકસેપ્ટ·ન્સ્) સ્વીકાર
Address (ઍડ્રેસ્) સરનામું
Agency (ઍજેન્સિ) આડત
Allowance (ઍલ્લાવન્સ્) ભથ્થું, છૂટ
Assets (ઍસેટ્સ્) માલમિલકત
Assistant (ઍસ્સિસ્ટન્ટ્) મદદનીશ
Average (ઍવ·રે·જ્) સરેરાશ
Bale (બેઈલ્) ગાંસડી
Bankrupt (બૅન્ક્રપ્ટ્) દેવાળીઓ
Barrel (બૅર·લ્) પીપ
Bill (બિલ્) ભરતીયું
Broker (બ્રો·કર્) દલાલ
Certificate (સર્ટિફિકે·ટ્) પ્રમાણપત્ર
Charge (ચાર્જ્) ઠરાવેલી કિંમત
Claim (ક્લેઈમ્) હક્કની માગણી, દાવો
Client (ક્લાઈએન્ટ્) અસીલ
Code (કો·ડ્) ખાનગીભાષા
Complaint (કમ્પ્લેઈન્ટ્) ફરિયાદ
Consignment (કન્સાઈન્મેન્ટ્) માલની સોંપણી
Cost (કૉસ્ટ્) કિંમત
Court (કોર્ટ્) ન્યાયકચેરી
Customs (કસ્ટ·મ્સ્) જકાતખાતું
Debit (ડેબિટ્) ઉધાર પાસું
Deck (ડેક્) વહાણનું તુતક
Defect (ડીફેક્ટ્) કસુર, અપૂર્ણતા
Delivery (ડીલિવરી) માલ પહોંચાડવો
Export (એક્સ્પોર્ટ્) નિકાસ [તે
Gross (ગ્રોસ્) ૧૪૪ નંગ
Guarantee (ગૅરેન્ટી·) જામીનખત, ખાત્રી
Hire (હાયર્) ભાડું
Hold (હોલ્ડ્) કબજો
Import (ઇમ્પોર્ટ્) આયાત
Investment (ઇન્વેસ્ટ્મેન્ટ્) થાપણ, પૈસાની રોકાણ
Liability (લાયૅબિલિટિ) જવાબદારી
Licence (લાઈસેન્સ્) પરવાનો
Load (લો·ડ્) બોજો
Loan (લો·ન્) વ્યાજે ધીરેલી રકમ
Packing (પૅકિંગ્) બાંધવાની ક્રિયા, રીત કે વસ્તુ
Pair (પેઅર્) જોડી
Partner (પાર્ટ્નર્) ભાગીદાર
Purchase (પર્ચેઈઝ્) ખરીદ
Reference (રેફરન્સ્) દૃષ્ટિ ખેંચનારી
Retail (રીટેઈલ્) છૂટક [નોંધ, ભલામણ
Sale (સેઈલ્) વેચાણ
Sample (સૅમ્પલ્) નમૂનો
Show (શો·) દેખાવ
Sight (સાઈટ્) દૃષ્ટિ, નજર, દેખાવ
Strike (સ્ટ્રાઈક્) હડતાળ
Supply (સપ્લાય્) પૂરું પાડવાની ક્રિયા
Wholesale (હો·લ્સેઈલ્) જથ્થાબંધ

[પૃ. ૪૦ ઉપરની સૂચના વાંચો]

# [૫] નાણાંપ્રકરણી શબ્દો

Accident (ઍક્સિડેન્ટ્) અકસ્માત
Arbitration (આર્બિટ્રેશન્) પંચ મારફત સમાધાન
Assets (ઍસેટ્સ્) માલમિલકત
Average (એવ · રે · જ્) સરેરાશ
Bill (બિલ્) ભરતીયું
Broker (બ્રો · કર્) દલાલ
Budget (બજેટ્) આવક ખર્ચનો અંદાજ
Circulation (સર્ક્યુલેશન્) ફેલાવો
Combine (કમ્બાઈન્) વ્યક્તિઓ કે પેઢીઓનું સંગઠન કે મંડળ
Consumer (કન્ઝ્યુમર્) માલ વાપરનાર
Conversion (કન્વર્ઝન્) રૂપાંતર
Correlation (કૉરીલેશન્) પરસ્પર સંબંધ, એક અંગ હોવાપણું
Cost (કૉસ્ટ્) કિંમત
Deflation (ડીફ્લેશન્) કિંમત નીચી લઈ જવી તે
Demand (ડીમાન્ડ્) માગ
Deposit (ડીપૉઝિટ્) થાપણ
Discount (ડિસ્કાઉન્ટ્) વળતર, છૂટ
Efficiency (એફિશેન્સિ) આવડત, અસરકારક હોવાપણું
Effort (એફર્ટ્) પ્રયાસ
Employer (એમ્પ્લૉયર્) કામ આપનાર
Experiment (એક્સ્પેરિમેન્ટ્) પ્રયોગ
Factor (ફૅક્ટર્) ઉપાંગ, અવયવ
Fatigue (ફટી · ગ્) થાક, મજૂરી
Guarantee (ગૅરન્ટી ·) ખાત્રી, જામીનગીરી
Habit (હૅબિટ્) ટેવ
Index (ઇન્ડેક્સ) અનુક્રમણિકા, સંકેતચિહ્ન
Inflation (ઈન્ફ્લેશન્) કિંમત ઉંચી લઈ જવી તે
Investment (ઈન્વેસ્ટમેન્ટ્) થાપણ, પૈસાની રોકાણ
Liability (લાયૅબિલિટિ) જવાબદારી
Loan (લો · ન્) વ્યાજે ધીરેલી રકમ
Margin (માર્જિન્) હાંસીઓ, અવકાશ, નફો
Monopoly (મોનૉપોલિ) ઇજારો
Partner (પાર્ટ્નર્) ભગીદાર
Pension (પેન્શન્) વર્ષાસન
Plan (પ્લાન્) યોજના, નકશો
Population (પૉપ્યુલેશન્) વસતી
Purchase (પર્ચેઈઝ્) ખરીદ
Rent (રેન્ટ્) ભાડું
Retail (રીટેઈલ્) છૂટક
Sale (સેઈલ્) વેચાણ
Saving (સે · વિન્ગ્) બચાવ, બચત
Security (સિક્યુરિટિ) સહિસલામતી, ખાત્રીપત્ર
Service (સર્વિસ્) નોકરી
Share (શેઅર્) ભાગ

Speculation (સ્પેક્યુલેશન્) સટ્ટો
Statistics (સ્ટેટિસ્ટિક્સ) આંકડા-શાસ્ત્ર
Stimulus (સ્ટિમ્યુલસ્) ઉત્તેજન
Strike (સ્ટ્રાઈક્) હડતાળ
Supply (સપ્લાય્) પૂરું પાડવાની ક્રિયા
Wholesale (હોલસેઇલ્) જથ્થાબંધ

## સૂચના

**માત્ર** અંગ્રેજી મૂળાક્ષરોનું જ્ઞાન ધરાવનાર માણસ બેઝિકનો અભ્યાસ શરૂ કર્યા પછી ત્રીજે કે ચોથે મહિને બેઝિકમાં પત્રવ્યવહાર કરવા જેટલી શક્તિ મેળવી શકે, એ અપૂર્વ સિદ્ધિની પાછળ એક જ રહસ્ય છે કે બધા ધંધાદારી પત્રવ્યવહારમાં આવતી વિગતો રબ્બરના સિક્કાના જેવી અમુક ચોક્કસ ઘરેડની હોય છે. જેમ ટેબલ પર પડેલા એકાદ ડઝન રબ્બરસ્ટેમ્પની મદદથી તમે ઑફિસ કે ટપાલને અંગેની કોઇ પણ જરૂરી છાપ કાગળો પર મારી શકો, તેમ જ ગણ્યાગાંઠ્યા શબ્દો અને વાકયોના નમૂનાઓની મદદથી વેપારને અંગેની કોઇ પણ વાત કરી શકો. નિષ્ણાતોએ આ દિશામાં ખૂબ સંશોધન પછી બેઝિકના ૮૫૦ ઉપરાંત ધંધાદારી પત્રવ્યવહાર માટે ૫૦ વધારાના શબ્દો ચૂંટી કાઢયા છે. એ શબ્દો પ્ર. ૩૮ ઉપર આપેલા છે.

તમે એટલા શબ્દો શીખી લો. અને પછી 'Basic for Business' એ પુસ્તક વાંચી જુઓ. એ પુસ્તકમાં જુદા જુદા વિષયના ૬૦ પત્રો તૈયાર આપ્યા છે. એ પુસ્તકની અનુક્રમણિકા જોતાં જણાશે કે બધા પત્રોને વિભાગવાર ગોઠવેલા છે. એટલે તમારે કોઈપણ વિષય ઉપર પત્ર લખવાનો પ્રસંગ આવે ત્યારે યોગ્ય વિભાગમાં તપાસ કરવાથી એ વિષયને અનુકૂળ ચાર પાંચ પત્રો મળી આવશે. આટલા શબ્દોના જ્ઞાન પછી તમે તે બધા પત્રો સમજી શકો. અને થોડા અભ્યાસ પછી જુદા જુદા પત્રોના નમૂનામાંથી તમારે જે કાંઈ વાત કહેવાની હોય તે પસંદ કરી લઈ, તેના ઉપરથી તમે નવો જ પત્ર રચી શકો.

હવે, તમે તો કદાચ બેઝિકમાં કાગળ લખો; પણ તમારા ઉપર આવનારા બધા પત્રો બેઝિકમાં ન જ હોય. પણ એવા પત્રોમાં ય બેઝિકની બહારના અમુક જ શબ્દો હશે. એવા બીઝનેસને અંગેના બધા શબ્દોને એ પુસ્તકને છેડે બેઝિકમાં સમજાવ્યા છે. આથી તમારા પર આવતા પત્રો વાંચવાની મુશ્કેલી પણ ટળી જાય છે.

એ ઉપરાંત જેઓને હિસાબીખાતાનું કે બેન્ક સાથેનું વિશેષ કામકાજ હોય તેમણે આ ૫મા વિભાગના ૫૦ વધુ શબ્દો જાણી લેવા જોઈએ. એટલે તેમનું કામ પણ એવું જ સરળ થઈ જશે.

# નોંધ

હરેક ભાષામાં વિચાર વ્યક્ત કરવાની કાંઈક ચોક્કસ લઢણ કે શૈલી હોય છે. અને એ શૈલીને યોગે ઘણા શબ્દસમૂહોનો એકસામટો અર્થ તે છૂટા શબ્દોના અર્થથી કાંઇક જુદો જ થતો હોય છે. જેમકે આપણી ભાષામાં 'હવા ખાવી' એ સંયુક્ત અર્થને 'હવા' અને 'ખાવી' એ શબ્દોના છૂટા અર્થ સાથે બહુ દૂરનો સંબંધ છે. આપણે આવા ઉપયોગને ભાષાશૈલી કે વાક્પ્રચાર કહીએ છીએ.

અંગ્રેજી ભાષામાં આવા વાક્પ્રચાર સંખ્યાબંધ છે. પણ બેઝિકમાં એની સંખ્યા માપેલી છે. બેઝિકમાં આ વાક્પ્રચારને Fixed word-groups કહેવામાં આવે છે, અને તેની સંખ્યા ફક્ત ૨૫૦ જેટલી છે. અહીં એ બધાના અર્થ વિગતવાર આપ્યા છે.

આ બધા વાક્પ્રચાર ગોખવાની જરાય જરૂર નથી. માત્ર વાચન દરમ્યાન કોઈ અપરિચિત વાક્પ્રચાર આવે ત્યારે એનો અર્થ અહીંથી જોઇ લેવાય, એટલો જ આ વિભાગનો હેતુ છે. વળી એ પણ ખ્યાલમાં રાખવાનું છે કે શરૂઆત કરનારે આ વાક્પ્રચારને પોતાના લખાણમાં યોજવાની ઉતાવળ ન કરવી. કોઈ પણ વાક્પ્રચાર એક વખત વાકયમાં વપરાએલો જોયા પછી જ તે વાપરતાં આવડી શકે. અને એ સ્વાભાવિક ક્રમ બદલવા જતાં ઘણી ભૂલો થવાનો સંભવ રહેશે.

આ વાક્પ્રચારમાંથી ૫૦ એવા છે કે તે પહેલી તકે આવડી જવા જોઇએ. ગ્રંથમાળામાં અન્યત્ર તેની નોંધ લીધી છે, એટલે અહીં તે વાત જતી કરીએ. અહીં આપેલા વાક્પ્રચારોમાં જ્યાં જ્યાં કૌંસ મૂકેલા છે ત્યાં બીજો કોઈ પણ અર્થમાં બંધબેસતો શબ્દ યોજી શકાય, એ વાચક સ્હેજે સમજી શકે તેમ છે.

(I am) able to make (હું) કરી શકું છું
about to (be broken) (ભાંગવા) ની તૈયારીમાં,–અણી ઉપર
acting on (impulse) (લાગણી)ના જોરે કાર્ય કરતો, ધુની સ્થિતિમાં
acting on (metal) (ધાતુ) ઉપર અસર કરતું,–ને કોરી ખાતું
after all આખરે તો, તે બધું છતાં
all day (night) આખો દિવસ (રાત)
all right બરાબર, યથાસ્થિત, યોગ્ય
and so on વગેરે વગેરે
angry with ના ઉપર ગુસ્સે
as for that એને વિષે તો
as if જાણે કે
as to that એ બાબતમાં તો
as true as ever તદ્દન સાચું
at all જરાય, હરગીઝ, બિલકુલ
at a loss for ની ખોટમાં, રહિત
at any rate ગમે તેમ કરીને, કોઈ પણ હિસાબે
at (a great) distance (ઘણે) અંતરે
at first પહેલાં
at first (second) hand એક (બે) હાથમાં ફરેલું, તાજું (જૂનું)
at heart દિલમાં
at last આખરે
at least કમથી કમ, ઓછામાં ઓછું
at most વધુમાં વધુ
at night રાત્રે
at present હાલ, અત્યારે
at rest શાન્તિમાં
at right angles to ને કાટખૂણે
at school વિદ્યાર્થી અવસ્થામાં
at times વખતે વખતે, ક્યારેક
at war (work, play) લડતા (કામ કરતા, રમતા ઇ.)
back to back પીઠ સાથે પીઠ લગાડેલાં
bad at માં પછાત,–ઠોઠ
because of ને લીધે, ને અંગે, ના કારણથી
belief in (the story) (વાત) ઉપર વિશ્વાસ–ઈતબાર
bit by bit કકડે કકડે
broken up ભાંગી નાખેલું
but for ને બાદ કરતાં, ને હિસાબમાં ન લેતાં, ના સિવાય
buttoned up બટન બંધ કરેલું
by chance આકસ્મિક રીતે
by day (night) દિવસના (રાતના) વખતમાં
by force બળાત્કારે
by himself એકલો, જાતે
by order હુકમથી
by slow degrees ધીમે ધીમે
by the way રસ્તે જતાં, અનાયાસે
by this clock આ ઘડીઆળ પ્રમાણે
by word of mouth મોઢાના શબ્દ, ફબર સાંભળેલું

care of ને માટે લીધેલી સંભાળ
carriage forward (રેલ્વે)નૂર પછી આપવાનું
cause for (protest) (કજીઆ) માટે કારણ,-ને માટેનું પ્રયોજન
come about બનવું, થવું
come across ની સાથે ભેટો થવો
come to an agreement એકમત થવું
come to bits ભાંગીને ભુક્કો થવું
come to light પ્રકાશમાં આવવું
come to a stop અટકી જવું
come true સાચું પડવું
conscious of થી જ્ઞાત, ના જ્ઞાનવાળું
control of ના ઉપરનો કાબૂ
cut up કાપી નાખેલું
dancing to (a phonograph) (ફોનોગ્રાફ)ના સંગીત સાથે નાચતા
day by day દિવસે દિવસે
dear to ને પ્રિય
dependent on નું આશ્રિત, ના ઉપર આધાર રાખતું
designs on (my) money (મારા) પૈસા પર મનોરથો-પચાવવાની ઈચ્છા
different from થી જુદું
do badly સંતોષકારક કામ આપી ન શકવું
do (your) best (તમારાથી) બનતું કરો
do damage to ને નુકસાન પહોંચાડવું
do well સારી સ્થિતિમાં હોવું, ઠીક હોવું
done in metal ધાતુમાં ઉતારેલું-પર કોતરેલું
down the street (road) મધ્ય-ચોકના છેડા તરફ
dressing up કપડાં પહેરીને સજ્જ થવું
expert at માં હોશિયાર
expert on નો અભ્યાસી, ના ઉપર મત આપી શકે એવો, નો જાણકાર
face to face સામસામે
fertile in (ideas) ખૂબ (વિચારો) ઉપજાવી શકતો
fixed up જકડાઇ ગએલું, સ્થિર થએલું
for example દાખલા તરીકે
for fear of ના ભયને અંગે, થી ભય પામીને
for the first time પહેલી જ વાર
for this reason આથી, આ કારણથી
from day to day દિવસે દિવસે
full of થી ભરપુર
further on આગળ જતાં
get by heart ગોખી નાખવું
get into (bad ways) (ખોટે રસ્તે) સંડોવાઈ જવું, (ચારિત્ર્યહીન થવું)
get (a letter) off (કાગળ) રવાના કરવો
get on (his) nerves (એના) જ્ઞાનતંતુઓને નબળા પાડે,-કંટાળો આપે
get (a book) out (પુસ્તક) પ્રસિદ્ધ કરવું
get out of doing કરતા અટકી જવું
get the better of થી ચડીઆતા થવું, ના ઉપર કાબૂ જમાવવો
get (a play) up (રમત) ઊભી કરવી
give back (a sound) સામો (અવાજ) આપવો
give birth to ને જન્મ આપવો

give up છોડી દેવું
give way to ની આગળ લાચાર બનવું,-દબાઈ જવું,
give (one's) word (પોતાનો) કૉલ આપવો, વચન આપવું
given to ની પાછળ લાગી રહેલા, ની ટેવવાળા (તિરસ્કારના અર્થમાં)
go off ફૂટવું, ફાટવું
go out ઓલવાઇ જવું (પ્રકાશનું)
go past પાસે થઇને પસાર થઈ જાય
go to seed બીજ બંધાવું, પરિપક્વ થવું
go to sleep ઊંઘી જવું
go with ની સાથે ભળતું આવવું
going to ની તૈયારી, ને માટે તૈયાર
good at માં પ્રગતિવાન
good morning (day, night) સવાર (દિવસ, રાત)ની સલામ
grip of ના ઉપર લીધેલી પકડ
hard on ને માટે તકલિફવાળું
have a mind to નો વિચાર-ઈચ્છા હોવી
have a name for માં નામ કાઢવું, ને માટે જાણીતા હોવું
have a talk with ની સાથે વાતનો પ્રસંગ લેવો
have an eye for ને જોવાની દૃષ્ટિ હોવી; રસાસ્વાદ માટે કેળવાએલી આંખ હોવી
have an (no) effect on ના ઉપર અસર (ન) થવી
have an (no) existence અસ્તિત્વમાં (ન) હોવું
have in mind કલ્પનામાં હોવું, ધારણામાં હોવું
have nothing to do with ની સાથે કાંઈ સંબંધ ન હોવો
have the face to say કહેવાની હિંમત હોવી
have to (go) (જવાની) ફરજ પડવી, (જવાનું) અનિવાર્ય હોવું
have weight with ના ઉપર વજન-દબાબ પડવો
here and there છૂટું છવાયું, આમ તેમ
in a smash અફળાવાથી
in a strange way વિચિત્ર રીતે
in addition to ના ઉપરાંત
in answer to ના જવાબમાં
in bits ટુકડે ટુકડે
in common મળતું આવતું
in detail વિસ્તારપૂર્વક
in exchange for ના બદલામાં
in fact વસ્તુતઃ, વાસ્તવિક રીતે
in front of ની સામે
in good taste શિષ્ટ, સભ્ય સમાજને પસંદ
in (one's) interests (પોતા)ના હિતમાં,-ને ખાતર, ના હિતની વાત
in knots ગુંચવાઇ ગએલું
in memory of ની યાદગીરીમાં
in motion ચાલતું, ગતિમય
in operation ક્રિયાબદ્ધ, સક્રિય
in order અનુક્રમમાં, વ્યવસ્થિત
in part કેટલેક અંશે

in question પ્રસ્તુત, સદરહુ, મજકુર
in request ની માટેની માગ (હોવી)
in step with ની સાથે કૂચકદમ કરતાં, ના તાલ પ્રમાણે
in store for ને માટે સીલકે, ને માટે નિયત થએલું
in support of ના સમર્થનમાં
in the belief that એવી માન્યતામાં
in the end છેવટે [કે, એમ સમજીને કે
in the name of ને નામે, ના નામને ખાતર
in the right (wrong) સાચ (જૂઠ) ની બાજુ ઉપર
in the way of ની આડે, ના ઝપાટામાં
in theory સિદ્ધાંત પૂરતું
in time વખત જતાં, અમુક વખતે, વ-
in touch with ના સંસર્ગમાં [ખતસર
in (his) turn (તેનો) વારો આવતાં
in use ચાલુ વપરાશમાં
in view of ની દૃષ્ટિએ, ને જોતાં
interest on ના ઉપરનું વ્યાજ
is over પતી ગયું છે, બંધ થયું છે
keep an eye on ના ઉપર નજર રાખવી
keep (the government) in (રાજ્યસત્તા)ને સ્થાનમાં રાખવી
keep (dangers) off (ભય)ને દૂર રાખવો
keep (a servant) on (નોકર)ને ચાલુ રાખવો
keep (one's interest) up (પોતાનો રસ જારી-ટકાવી રાખવો
keep up with (the changes) (ફેરફારો)ની સાથે સાથે રહેવું,-ની સાથે પ્રગતિશીલ રહેવું
keep (my) word (મારું) વચન પાળવું
let (a friend) down (મિત્રને) પડતો મૂકવો, મિત્રને છેહ દેવો
let (us) into (her secret) (તેની ખાનગી વાત આપણને) જાણવા દે
let off (a gun) (બંદૂક) ફોડવી
let (a house) to ને (ઘર) ભાડે આ-
light is on બત્તી ચાલુ છે [પવું
little by little થોડું થોડું કરતાં
locked up તાળું મારેલું
looking after ની શોધમાં ફરતું
looking down on ના ઉપર તિરસ્કારથી જોતું
loss on માં ગએલી ખોટ
love of ના ઉપરનો પ્રેમ (નિર્જીવ વસ્તુ
made of નું,-માંથી બનાવેલું [માટે)
make a face ચાળા પાડવા
make an attack on ના ઉપર હૂમલો
make certain ખાત્રી કરવી [કરવો
make (the material) into (પદાર્થમાંથી) કાંઇ બનાવવું
make little of ની ગણના ન કરવી
make love to ની સાથે પ્રેમ બાંધવો
make much of ને બહુ મહત્વ આપવું
make out the sense of નો ભાવાર્થ સમજવો
make sport of ની મશ્કરી કરવી

make up (a story) (વાર્તા) ઘડી કાઢવી
no longer (has) (ની પાસે) હવે
of use to ને ઉપયોગી [નથી
off (their) heads (તેઓની) ભાન ભૂલી દશામાં,-ચક્રમ સ્થિતિમાં
on a great scale મોટા પાયા ઉપર
on a journey મુસાફરીએ, સહેલ માટે
on approval જાંગડ, મંજૂરી મળવાની
on condition that એ શરતે કે [શરતે
on credit ઉધાર
on fire સળગતું, આગ લાગેલું
on foot પગપાળા
on one side એક તરફ
on purpose to ના હેતુથી, ના નિશ્ચયથી, ને માટે
on record જાણમાં, દફતરે
on the committee સભાના સભ્ય તરીકે સ્થાન ધરાવતો
on the one hand એક તરફ
on the other hand બીજી તરફ
on view નજરે પડે એમ મૂકાએલું, દેખવામાં આવતું
on watch ધ્યાન રાખી રહેલું
open to (argument) (દલીલો) માટે અવકાશ-છૂટ-સંભવ હોય એવું
out of ની બહાર
out of touch with ના સંસર્ગથી દૂર
pleased with ના ઉપર ખુશ
point of view દૃષ્ટિબિંદુ
profit on માં થએલો નફો
put a stop to ને અટકાવી દેવું
put (an idea) across (વિચાર)ને તરતો મૂકવો,-ની સૂચના કરવી
put (one) in mind of (કોઇ)ને..ની યાદી આપવી, સંભારી આપવું
put (a meeting) off (સભા) મુલતવી રાખવી
put (him) off (his) balance (તેની) સમતોલતા ગુમાવી દે,-ને મુંઝવી દે
put (money) on (a horse) (ઘોડા) પર (પૈસા) લગાડવા
put (a business) through (કામ) થી પરવારવું
put up (a fight, an argument) (લડાઇ, દલીલ) ઊભી કરવી
put up with ની સાથે નભાવી લેવું
quick at માં ચાલાક, માં ત્વરાવાળું
regret for (his acts) (તેનાં કામ) માટે પશ્ચાતાપ
responsible for ને માટે જવાબદાર, નો કારણભૂત
say (it) over (તે) ફરીથી બોલી બતાવવું
shut up પૂરી દીધેલું, બંધ કરેલું
side by side with ની લગોલગ
slow at માં ધીમી ગતિવાળું
so as to (get) (મેળવવા) માટે,-ના
so that કે જેથી, એટલા માટે કે [હેતુથી
stopped up બંધ થઈ ગએલું-કરી દીધેલું
straight away તુરતાતુરત, સીધેસીધું
straight out સીધેસીધું (કહી દેવું)

surprised at થી આશ્ચર્ય પામેલું

take (him) by surprise (તેને) અણધાર્યું આવી મળવું,–તેથી આશ્ચર્ય પમાડવું

take (him) for (an expert) (તેને કળામાં પ્રવીણ) માની લેવો

take in hand હાથ પર (કામ) લેવું

take in the wrong way અવળું સમજવું

take into account હિસાબમાં–ગણનામાં લેવું, ખ્યાલમાં રાખવું

take note of ની નોંધ લેવી

take part in માં ભાગ લેવો

take place બનવું, ઉપસ્થિત થવું

take root મૂળ નાખવાં, ઊગવું

take up (painting) (ચિત્રકળા)નો અભ્યાસ શરૂ કરવો

talking of ના વિષે વાત કરતું

ten to one દસે એક ભાગ, ૧૦: ૧ ના પ્રમાણમાં

that is kind of you એ તમારી સજ્જનતા છે

that is to say એટલે કે, અર્થાત્

the very thing for ને ખૂબ જ અનુકૂળ આવતી વસ્તુ

the worse for ના વિના બેચેન, ને માટે તલપાપડ (notની સાથે નકારાર્થમાં ખાસ વપરાય છે)

there is (was) છે (હતો) (વાક્યની શરૂઆતના thereનો ગુજરાતીમાં કાંઈ અર્થ થતો નથી)

tired of થી કંટાળેલો–થાકેલો

to his credit તેને ધન્યવાદ ઘટે

to one another એકબીજાને

to (my) regret (મારા) ખેદની વચ્ચે

to scale માપસર

to (my) surprise (મારા) આશ્ચર્યની વચ્ચે

to (my) taste (મારી) રસવૃત્તિને માફક આવતું, (મને) ગમે તેવું

to the point મુદ્દાસર

touched up રીપેર કરાએલું

truer than ever તદ્દન સાચું

turned over ફેરવાએલું (પૃષ્ઠ)

under discussion ચર્ચાસ્પદ, જેની ચર્ચા ચાલુ હોય તેવું

under fire ગોળીઓના વરસાદ વચ્ચે

up the street (road) મધ્ય ચોકથી દૂરના છેડા તરફ

used to થી ટેવાએલું-પરિચિત-વાકેફ

used up ખપી ગએલું, વપરાઈ ચૂકેલું

(have a) voice in માં મત આપવાનો હક (હોવો)

war of religion ધર્મની-ને નામે થતી લડાઇ

with young નાના બચ્ચાવાળું

word for word શબ્દે શબ્દ, શબ્દશ:

worked out યોજનાબદ્ધ થએલું,

working at નો અભ્યાસ કરતા

working on ના ઉપર કામ કરતો

years old વર્ષની ઉમરનો

# નોંધ

બેઝિક ઇંગ્લિશમાં શબ્દોની સંખ્યા જૂજ હોવાથી અગાઉ આપેલા શબ્દોને ફરીથી ગુજરાતી-બેઝિક કોશમાં આપવાની જરૂર નથી. પરંતુ એ મૂળ શબ્દોની મદદથી આપણા દૈનિક વ્યવહારના વિચારો કેમ વ્યક્ત કરી શકાય એના નમૂના રૂપે થોડા શબ્દો આ વિભાગમાં આપ્યા છે. આવી રીતે જ બીજા હજારો શબ્દો માટે બેઝિકમાં બંધ બેસતી વિચારસરણી ગોઠવી શકાય પણ એને માટેની આવડત બેઝિક પુસ્તકોના વાચનથી અને આ શબ્દોની રીતે બીજા શબ્દોની યોજના કરવાના પ્રયાસથી આવી જશે.

આ શબ્દોમાં ( ) આ કૌંસ વચ્ચે મૂકવાનો કોઇ બળતો શબ્દ બતાવે છે, અને [ ] આ કૌંસ એકને બદલે મૂકી શકાય એવો શબ્દ બતાવે છે. જેમકે 'અડકવું' શબ્દ લઈએ. તેનો એક અર્થ 'to give (it) a touch' આમ લખ્યો છે. આમાં it ને બદલે જે કોઇ વસ્તુને અડકવાનું હોય તેનું નામ મૂકી શકાય. I give the book a touch. He gives my hand a touch. વગેરે. વળી એ શબ્દનો બીજો અર્થ 'to put the hand [fingers] on' આમ લખ્યો છે. એમાં ખૂણીઓ કૌંસ સૂચવે છે કે પ્રસંગાનુસાર 'to put the hand on' અથવા 'to put the fingers on' જે અનુકૂળ આવે તે બોલી શકાય.

વળી એ જ પ્રમાણે one's લખ્યું હોય ત્યાં my, our, his, their વગેરે ગમે તે રૂપ મૂકી શકાય અને ક્રિયાપદો પણ વિવિધ કાળમાં આવતાં એક જ સાદો શબ્દ અનેક રીતે યોજી શકાશે.

અક્કડ stiff
અગાસી a flat
અજમાવવું to make an attempt
અડકવું to give (it) a touch, to put the hand [fingers] on
અત્યાર સુધી so far, up to now
અનંત without end, unending
અનુભવી experienced
આપી દેવું to give away
અફળાવું to come up against
અભ્યાસ કરવો to get the knowledge of, to get facts into the head
અર્થ હોવો to have the sense of
અસરકારક having a good effect
અસ્ખલિત without change, without a break
અસ્પષ્ટ clouded
અંત આવવો to come to an end
અંધારું the dark
આઘાત પામેલું shocked
આણવું to get [take] to
આપોઆપ automatically
ઇજા કરવી to give pain, to give a wound
ઈજા પામેલું wounded, damaged
ઈશ્વર Maker
ઉગવું (સૂર્યનું) to come up
ઉછાળવું to send through the air
ઉતરવું to get down
ઉતરી પડવું to get off
ઉતારવું (કપડાં) to take off
ઉતારવું (શબ્દ) to take down
ઉત્પન્ન કરવું causing
ઉત્પન્ન થવું to come into existence
ઉપરાંત in addition to
ઉભા થવું to get up, to get on (one's) feet
ઉમેરવું to make an addition
ઊંઘવું to go to sleep
ઊંઘે છે is in sleep
એક વખત at one time, in the past
એક વાગે at one
ઓગળવું to get mixed with
ઓળંગવું to get over
કદાચ probably
કપડાં clothing
કબજામાં under the control of
કમાવું to make money
કહેવાનો ભાવાર્થ what (we are) talking of, what (we) have in mind
કહેવું to make a statement
કાગળ લખવો to send a letter
કાપ a cut
કાપવું to give (it) a cut, to get (it) cut
કાયમને માટે for ever
કાંટાવાળું forked
કાંઠે પહોંચવું landing

કીમત આંકવું pricing
કીમતી valued
કુદરતી રીતે naturally
કેદ કરતો prisoning
કેદમાં નાખવું to put into prison
કેળવણી schooling, training
કોઇ પણ anybody
ક્યારો a flower-bed
ક્ષેત્ર a field
ખરીદવું to take, to get, to give money for
ખલાસી a seaman, a sailor
ખાતરી હોવી to be certain of
ખાનગી રીતે privately
ખાવું to take food
ખાસ specially
ખાંડ નાખેલું sugared
ખીલી ઊઠતું flowering
ખુદ (તે) (he) himself
ખુલ્લે ખુલ્લું openly
ખબસુરત good-looking
ખેડૂત a farmer
ખેંચવું to give (it) a pull
ખોઈ નાખવું to be unable to put (one's) hand on, to have no idea where (it) is
ખોખું a frame
ખોટકી જવું to go wrong
ખ્યાલ હોવો to be conscious of
ગબડતું rolling
ગમવું to get on well with
ગમે છે (મને) has (my) approval, (I) give (my) approval to (it)
ગાજતું thundering
ગુંચવણી a complex
ગ્રીષ્મ the fall
ઘડેલું hammered
ઘણા a great number, quite a number
ઘણા વખતથી for a long time
ઘણી વખત frequently
ઘર place of living
ઘેર જવું to be with (one's) family
ચટકાવેલું pinned
ચલાવ્યે રાખવું to go on
ચાલશે (it) will do
ચિત્ર a painting
ચીતરવું to make a picture
ચેતી જવું to see through a trick
ચોક્કસ certainly
ચોરાઇ જવું to have been taken away from
ચોંટવું to get on
છૂટું પડી જવું to come off
જણાવવું to give news
જરૂર હોવી to be in need of
જાણતા છતાં consciously
જાણવું to have a knowledge [an experience] of, to be conscious of
જાણીતો noted
જાહેરમાં publicly

જીતવું to get (a ball) in the hand
જીવંત સૃષ્ટિ living things
જીંદગી existence, living
જુદા પડતા parting
જુવાનીઓ a young man
જેલમાં નાખતો prisoning
જોઇએ (મારે કરવું) it is right for (me to do), it is my business (to do)
જોસથી loudly
ઝપાટાબંધ quickly
ઝપાટો a breath of wind
ઝાપટ a kick
ઝાપટતો dusting
ટપકાવવું to put down on paper, to take down words
ટીકડી a cake
ટેકરી a bit of ground at a higher level, a slope, a small mountain
ટોળું an army
ડુંગરાળ પ્રદેશ highlands
ડૉક્ટર a medical man
ઢળતું sloping
તકલિફ લેવી to take trouble
તરત જ readily
તળેટી foot
તીજોરી a safe
તૂટી જવું to come to bits
તૈયાર થવું to get ready
તોળાઇ રહેલું balanced
થાકી જવું to get tired
થૂંકી નાખવું to put out of the mouth
થોડા a small number
દરેક everyone
દળેલું powdered
દાખલ થવું to go into
દુનિયા the earth, things, conditions, everyone
દુ:ખી થવું to have a (feeling of) pain
દેખાડવું to put (it) on view
દેણદાર debtor
દોડવું to take a run, to go quickly
દોહવું milking
ધકેલતો (ગાડી) wheeling
ધક્કો મારવો to give a push
ધીમે ધીમે slowly
નજીવી કિમતે at a low price
નરમાશથી softly
નામ લેવું to take a name
નાશ પામવો to have been burned, –smashed, –broken
નાસવું to get away from
નાસીપાસ કરવું to take hope from
નાસ્તો કરવો to have a meal
નિયમિત રીતે regularly
નિહાળવું to give a look
નોંધ footnote
નોંધવું to put on record
પકડવું to get a grip of
પકડી રાખવું to keep [have] in the hand
પગલું માંડવું to take a step

પછડાવું to be smashed
પડવું to have a fall
પરણવું to get married
પસંદ આવવું to have a taste for
પસાર થવું to get through (a test)
પાઠ લેવો to take a part
પારખ હોવી to have a good knowledge of, to be an expert in
પારખી જવું to see through (a man)
પાલક a keeper
પાસેનું the nearest
પીછો પકડવો to go after
પીરસવું to give food round
પીવું to take a drink
પૂછવું to put a question to
પૂરું કરવું to come [get] to the end of, to get (it) done
પેસવું to get into
પોલાણ a basin, a hollow
પ્રયત્ન કરવો to make an attempt
ફરતાં ફરતાં બતાવવું to take (him) round to see
ફરતું circling
ફરવા જવું to go for a walk
ફરવું to take a walk
ફંટાતું branching
ફેંકવું to send (a ball) [to a baby, over a wall, across a river]
ફોટો પાડવો to make a picture
બગડી જવું to go bad
બચ્ચું a young one
બજાવવું to do music with
બટકું ભરવું to get (one's) teeth into, to have a bite at, to give (it) a bite
બતાવવું to let (him) see
બહેરો one who has a bad hearing
બંડ ઉઠાવવું to go against
બાખોડીઆ ભરવા to get the nails into
બાકું an outlet
બૂચ a stopper
બેસવું to take a seat, to be seated
ભણે છે is learning
ભળી જવું to get among
ભાગવું to get off (at a run)
ભાર દઈને strongly
ભાષણ કરવું to give a talk
ભાંગવું to get broken
ભાંગી જવું to be broken
ભીંસી મારવું crushing
ભુસકો મારવો to have a jump, to get off
ભૂલાઈ જવું to go out of the mind
ભૂલી જવું to put out of the mind
ભેટો થવો to come across
મક્કમ fixed
મટાડવું to take away pain
મઢેલું framed
મત હોવો to be of the opinion, to take the view that
મથાળું (કાગળનું) letter head
મરવું to go to death, to come to an end, to take the last breath

માગવું to have a desire for
માત્ર simply
મારી નાખવું to put an end to
માલ goods
માળી a gardener
મીઠા શબ્દ smooth words
મુદ્દો point
મૂકેલું placed
મોટો ભાગ the great mass (-es)
યાદ રાખવું to keep (it) in mind
યાદ હોવું to have a memory of
રસાયન a chemical
રસિક interesting
રેખાંકન outline
લઇને આવવું to come with
લખવું to put into writing
લપાટ મારવી to give a blow with the hand
લસરવું to have a slip
લેણદાર a creditor
વચન આપવું to give (one's) word
વધવું to get taller,-higher,-farther,-greater, to be increasing
વધુ પડતું overmuch, more than enough
વસંત the spring
વહેંચવું to make a distribution
વળેલું arched, curved
વંશવૃક્ષ a family tree
વાત કઢાવવી to get a secret out of
વાપરવું tomake use of
વારંવાર frequently
વાર્તા કહેવી to give a story
વાંકું hooked
વાંચતા હતા were reading
વાંચી જવું to go through
વિકાસ થવો to be in the process of growth [development]
વિચાર આવવો to have an idea
વિચારવું to give thought to, to be in thought
વિસ્મૃત થવું to have no memory of
વેચવું to get money for, to keep (it) in store, to put (it) on the market
શકવું to be able to do
શરદી થવી to get a cold
શરૂ કરવું to make a start
શરૂ થવું to get started
શાંતિથી quietly
શિષ્ટ polished
શીખવવું to give training [teaching]
શોખ હોવો to take pleasure in
શોધવું to make a discovery
શ્વાસ લેવો to take a breath
સખત કામ કરે છે is working hard, has much to do
સગું relation
સફાઈદાર polished
સમજવું to be clear about, to have a grip of, to see the point of view

સમજાવવું to make (it) clear to
સમોવડીઓ an equal
સરકાવવું to get slipped
સરનામું the place of living [business]
સળગતું burning
સંચાલક the chief
સંભવ છે it is probable that
સંભળાવું to come to the ears of
સંભાળવું to take care of
સાચવવું to keep
સાધારણ રીતે normally, commonly, generally
સામે આવેલું facing
ચવવું to give directions
સૂતેલું resting on (a bed)
સૂંઘવું to take a smell
સોનેરી રંગનું of gold colour
સ્પષ્ટ રીતે clearly
હાથોહાથ આપતો handing
હરગીઝ નહિ never
હવે પછી after this
હસ્તાક્ષર handwriting
હમેશાં at all times
હાથથી બોલાવતું motioning
હિસાબની ચોપડી account-book
હું કરી શકું I am able to do, it is possible for me to do

# નોંધ

**બેઝિક** ઇંગ્લિશમાં શબ્દસંખ્યા બહુ ઓછી હોવાને કારણે તેનું વ્યાકરણ પણ તદ્દન સરળ છે. ખરી રીતે તેને વ્યાકરણ કહેવાને બદલે શબ્દોની ખાસીઅતો જ કહી શકાય તેમ છે. આથી એ વ્યાકરણ શીખવા માટે અઘરા નિયમો ગોખવાની જરૂર પડતી નથી. માત્ર એ ખાસિઅતોનો સામાન્ય પરિચય શિખનાર થોડાં ઉદાહરણો પરથી પાડી લે એટલે બસ. આ પ્રકરણમાં ભાષાશૈલીની એવી ધ્યાનમાં રાખવા જેવી વિગતો વિભાગવાર આપી છે. દરેક વિભાગમાં બબ્બે ત્રણ ત્રણ ઉદાહરણો આવે છે. અને તે બધાં તે વિભાગમાં રજૂ કરાતી ખાસીઅતોને જુદાં જુદાં દૃષ્ટિબિંદુ પરથી બતાવતાં હોય છે. આટલાં ઉદાહરણો કંઠસ્થ કરી નાખવાથી શીખનારને બેઝિકની ભાષાશૈલીનો અચ્છો પરિચય થઈ જશે.

આ ઉપરાંત આ વિભાગમાં દાખલ થઈ શકેલ એક ઉપયોગી તત્ત્વ "૧૦૦ ખાસ જરૂરના શબ્દો"નો જુદો જ આપેલો ટૂંકો કોશ છે. આ શબ્દકોશ છાપવો શરૂ થયા પછી એ કામ પૂરું થતાં ખૂબ વખત લાગ્યો. એથી ગ્રંથમાળાના અગાઉના ગ્રાહકોને શરૂઆતનાં બે ફૉર્મ કામચલાઉ સગવડ માટે છૂટાં મોકલાએલાં. એ વખતે અમારી પાસે એવી માગણી આવી કે શરૂઆત કરનારને અઘરા પડતા ખાસ જરૂરના ૧૦૦ શબ્દોને જુદા તારવી બતાવ્યા હોય તો એક સપાટે તે યાદ રાખી લેવાય. એમ કરવા ઇચ્છનારા વાચકોની સગવડ માટે ૮૫૦ શબ્દોના કોશમાંથી એ ૧૦૦ને આ વિભાગને છેડે તારવી આપ્યા છે. પહેલી તકે એ શીખી લો, એટલે બેઝિક તમને જૂની અને જાણીતી ભાષા હોય એમ લાગવા માંડશે.

(૧) ખાસ જરૂરના ૧૦૦ શબ્દ:

1 Come-go, put-take, give-get, see-seem . . . say, send, keep, make, let, . . . be, do, have . . . may, will.

2 I, he, (she, it), you, who . . . that, this.

(ઉપરનાં બન્ને ગ્રુપના શબ્દો જુદાં જુદાં રૂપાંતર પામે છે, તે બધાં રૂપ શબ્દકોશમાં જોઈ સમજી લેવાં).

3 All, any, every, no, other, some, such . . . a (an), the.

4 About, across, after, against, among, at, before, between, by, down, from, in, of, on, over, through, to, under, up, with, . . . as, for, off, till, than.

(ઉપરના ગ્રુપ ૪થાના શબ્દો નામની પૂર્વે મૂકાય છે. જેમકે: across a field, till his death.)

5 Tomorrow, yesterday, . . . north, east, west, south . . . please, yes.

6 Again, ever, far, forward, here, there, near, now, then, out, still, together, well.

7 Almost, enough, ever, little, much, not, only, quite, so, very.

8 Who, which, what, that . . . when, where, how, why, . . . and, because, but, or, if, though, while.

(આ આઠમા ગ્રુપના શબ્દો જુદી જુદી જાતના છે. પણ લાંબાં વાક્યોમાં એ ચાવી રૂપ હોય છે. ઘણું કરીને આ શબ્દોને કાઢી દેવાથી લાંબાં વાક્યોના સાદા અને ઝટ સમજાય એવા ટૂકડા પડી જાય છે, જેને પાછળથી આ શબ્દોની મદદથી સાંધી શકાય.)

(૨) કૅપીટલ અક્ષરો:

દરેક વાક્ય કે વિશેષ નામની શરૂઆતમાં અને 'I' માટે કૅપીટલ એટલે કે મોટા અક્ષરો વપરાય છે: One day I went to a circus in Bombay.

(૩) શબ્દોનો ક્રમ:

સાદાં વાક્યોમાં શબ્દોનો ક્રમ (ક) કર્તા (ખ) ક્રિયાપદ (ગ) કર્મ (ઘ) ક્રિયાવિશેષણ એ પ્રમાણે હોય છે: I put the record on the machine now. We will give simple rules to the boys slowly.

(૪) શબ્દોના વિસ્તૃત અર્થ:

ઘણા બેઝિક શબ્દો તેના મૂળ અર્થમાં તથા તેના ઉપરથી અલંકારિક ભાવામાં વિસ્તૃત અર્થમાં વપરાય છે. એવા ઘણાખરા અર્થ શબ્દકોશમાં આપ્યા છે: Arm: હાથ, મૂળ વસ્તુમાંથી ફૂટતો ફાંટો; wave: મોજું, વધઘટનો જુવાળ.

(૫) સંયુક્ત શબ્દો કે સમાસો:

બે સાદા શબ્દો એકી સાથે જોડાઇને અથવા તેઓને સંયુક્ત અર્થમાં લેવાથી સંયુક્ત શબ્દો બને છે: outside (બહારની બાજુ), medical man (વૈદ્ય), word-order (શબ્દોનો ક્રમ)

(૬) વાક્પ્રચાર:

ઘણી વખત કોઈ સાદા શબ્દો સાથે વાપરતાં તેમાંથી કોઇ નવો જ અર્થ નીકળતો હોય છે, તેને અંગ્રેજીમાં idioms કે fixed word groups કહે છે. આ બધા વાક્પ્રચાર બીજા પ્રકરણમાં વિસ્તારથી આપ્યા છે.

(૭) A-Anનો ઉપયોગ:

વ્યંજનના ઉચ્ચારની પહેલાં a અને સ્વરના ઉચ્ચારની પહેલાં an બધાં સામાન્ય નામ એકલાં એકવચનમાં આવે ત્યારે મૂકાય છે: a man, a book, an egg, an old man, an hour.

(૮) Theનો ઉપયોગ:

જે સામાન્ય નામનો શબ્દ એવી રીતે વપરાયો હોય કે તે બોલતાં વેંત જ તેનું ચોક્કસ ચિત્ર સાંભળનારના મગજમાં ખડું થવાનું હોય તેની પૂર્વે બન્ને વચનમાં the મૂકાય છે. The books that are in your hand. The garden near the railway station.

(૯) S બહુવચનનો પ્રત્યય:

નામનો બહુવચનનો પ્રત્યય s છે. તે લગાડતાં કયાંક કયાંક પૂર્વેના શબ્દમાં થોડો ફેરફાર પણ થાય છે. Sons, brothers, shoes, nerves, leaf-leaves, army-armies, box-boxes. (અપવાદ: men, feet, sheep, trousers, scissors.)

(૧૦) er કર્તા બતાવનાર પ્રત્યય:

ઘણાં નામ, ક્રિયાપદ, વિશેષણ એ બધાંને અંતે સીધેસીધો કે છેડે થોડો ફેરફાર કરી er લગાડવાથી ક્રિયા કરનાર (માણસ કે સાધન) નો અર્થ નીકળે છે: lover (પ્રેમી), miner (ખાણનો મજૂર), maker (બનાવનાર), cleaner (સાફ કરનાર), duster (રજ ઉડાડવાનું કપડું), builder (મકાન બાંધનાર). (અપવાદ: actor, sailor, debtor, creditor.)

**(૧૧) ing ક્રિયાસૂચક નામ કે ચાલુ ક્રિયા બતાવનાર શબ્દ:**

ઉપર મુજબ ઘણા શબ્દોને ing લાગતાં (ક) એ કામ કરતું, (ખ) એ ક્રિયા સાથે સંબંધ ધરાવતું, (ગ) એ કાર્ય—એવા અર્થ નીકળે છે: going (જતો, જવાની ક્રિયા), resting (આરામ આપતું, આરામ લેતું), curving (વળાંક લેતું, વળતું), loving (ચાહતું).

**(૧૨) ed કરાએલી ક્રિયા બતાવનાર પ્રત્યય:**

ઉપર મુજબ ઘણા શબ્દને છેડે ed લાગતાં 'જેના ઉપર એ ક્રિયા કરવામાં આવી છે એવું' એવા અર્થનાં વિશેષણ બને છે: printed (છાપેલું), comforted (આશ્વાસન અપાએલું), bottled (શીશીમાં ભરાએલું), hooked (છેડેથી વળેલું).

**(૧૩) un વિરુદ્ધ ભાવ બતાવનાર ઉપસર્ગ:**

ઘણાં વિશેષણોની તેમ જ ઉપર નં ૧૧-૧૨ તથા નીચે નં. ૧૪ મુજબ બનેલા શબ્દોની પૂર્વે un મૂકવાથી એનો અર્થ ઊલટો થઈ જાય છે: unnatural (અકુદરતી), unhealthy (નાદુરસ્ત), uncomforted (આશ્વાસન નહિ અપાએલું), unloved (નહિ ચહાએલું), unending (જેનો છેડો આવતો ન હોય એવું).

**(૧૪) ly ક્રિયાવિશેષણનો પ્રત્યય:**

ઘણાં વિશેષણોને કે વિશેષણ જેવા શબ્દોને અંતે ly લગાડવાથી તે ક્રિયાવિશેષણ બની જાય છે: regularly (નિયમિત રીતે), safely (સહિસલામતીથી),unbrokenly (એકધારું, અતૂટ), lovingly (પ્રેમપૂર્વક).

**(૧૫) more-er અધિકતાવાચક રૂપ:**

વિશેષણ કે ક્રિયાવિશેષણ લાંબાં હોય તેની પૂર્વે more શબ્દ વાપરવાથી અને ટૂંકાં હોય તો તેની પછી er પ્રત્યય મૂકવાથી તેનું અધિકતાવાચક રૂપ બને છે: more beautiful than (ના કરતાં વધારે સુંદર), fatter than (ના કરતાં વધુ જાડું), dirtier than (ના કરતાં વધારે ગંદું), quicker than (ના કરતાં વધારે ઝડપથી). ('ના કરતાં ઓછું' એવા અર્થમાં more ને બદલે less વપરાય: less beautiful, less dirty, less fat). (અપવાદ: better, worse, less).

**(૧૬) most-est શ્રેષ્ઠતાવાચક**

ઉપર મુજબ more ને સ્થળે most અને er ને સ્થળે est મૂકવાથી શ્રેષ્ઠતાવાચક રૂપ બને છે: most beautiful (સૌથી સુંદર), the fattest (જાડામાં જાડો), (સૌથી ઓછું એવા અર્થમાં least વપરાય: least beautiful સૌથી ઓછું સુંદર). (અપવાદ: best, worst, least).

(૧૭) ક્રિયાપદોનાં સાદાં રૂપ:

છું-છે-છીએ: I am ... We-you–they are ... He is.

હતો-હતાં: I-he was ... We-you-they were.

ની પાસે છે: I-we-you-they have ... He has.

જઈએ છીએ ઇ. I-we-you-they-men go ... He-she-it-man-goes.

ગયા: I-we-you-they-he-she-it-man-men went.

જઈશું: I (we ઇ.) will go.

(બાકીનાં બધાં ક્રિયાપદોનાં રૂપ ઉપરનાં છેલ્લાં ત્રણ મુજબ કરવાં.)

(૧૮) ક્રિયાપદોનાં મિશ્ર રૂપ:

He gives (તે આપે છે). He is giving (તે આપી રહ્યો છે). He gave (તેણે આપ્યું, તે આપતો). He was giving (તે આપતો હતો). He has given (તેણે આપ્યું છે). He had given (તેણે આપ્યું હતું). He will give (તે આપશે). He will have given (તેણે આપ્યું હશે). He may give (તે કદાચ આપે, તે ભલે આપે, તેને આપવા દો). He is to give (તે આપવાનો છે). He has to give (તેને આપવું પડે તેમ છે.) be given (અપાય). being given (અપાતું). to give (આપવું, આપવાને). for giving (આપવા માટે).

(૧૭મી કલમમાં બતાવ્યા મુજબ બાકીનાં રૂપો કરવાં.)

(૧૯) નકારવાચક રૂપ:

નકારવાચક રૂપ બનાવવા માટે ક્રિયાપદની પહેલાં not મૂકાય છે. કયારેક ક્રિયાપદ એક જ શબ્દનું બનેલું હોય ત્યારે વધારાનો do કે તેનું કોઈ રૂપ ઉમેરાય છે: He has–he has not. He goes-he does not go. We go-we do not go. He will go-he will not go. He went-he did not go.

(૨૦) પ્રશ્નાર્થ રૂપ:

ઉપરના નકારવાચક રૂપના પહેલા બે શબ્દો અવળાસવળા ગોઠવવાથી (પછી notની જરૂર ન હોય તો કાઢી નાખવો) પ્રશ્નાર્થ રૂપ બને છે: Has he? Does he go? Do we go? Will he go? (તે જશે ?) Will he not go? (તે નહિ જાય ?) Did he (not) go? 'તે ગયો (ન) હતો ?' Is this your house? Where do you go? (આ છેલ્લા વાકયમાં where છે એવા જ બીજા શબ્દ when, how, why છે.)

(૨૧) 's–નો, ની, નું, નાં:

"નો, ની, નું, નાં" એ અર્થ દર્શાવવા of ને બદલે ઘણી વખત જીવંત પ્રાણીઓના નામને છેડે 's લાગે છે. જેમકે: animal's tail, my brother's name. ઈ.

# ૧૦૦ ખાસ જરૂરના શબ્દો

A (અૅ) એક, વ્યંજનથી શરૂ થતા ઉચ્ચાર-વાળા દરેક સામાન્ય નામની પૂર્વે એક વચનમાં વપરાય છે. (જુઓ an)

About (એબાઉટ્) ની આસપાસ, આ-મનેમ, ને ફરતું, ને વિષે

Across (અૅક્રૉસ્) ના સોંસરવું, ની આરપાર, ની વચ્ચે થઈને

After (આફ્ટર્) પછી, ની પાછળ

Again (અગેન્) ફરીથી

Against (અગેન્સ્ટ્) ના વિરુદ્ધ, ની સામે

All (ઑલ્) બધું, આખું, સમગ્ર

Almost (ઑલ્મોસ્ટ્) લગભગ, છેક

Am (અૅમ્) છું (I સાથે વપરાય છે)

Among (અૅમન્ગ્) ઘણી વસ્તુઓની વચ્ચે (બે જ વસ્તુઓ હોય તો between વપરાય)

An (અન્) એક, સ્વરથી શરૂ થતા ઉચ્ચાર-વાળા દરેક સામાન્ય નામની પૂર્વે એકવચનમાં વપરાય છે. (જુઓ a)

And (અૅન્ડ્) અને, તથા

Another (અન·ધર્) બીજું એક

Any (એનિ) કોઇ એક, કોઇ પણ, કાંઈ પણ, જરા પણ, જરા ય

Are (આ·ર) છે (we, you, they સાથે વપરાય છે.)

As (અૅઝ્) ની માફક, ના જેમ, ના જેવું,

At (અૅટ્) તરફ, અમુક સ્થળે [ની પેઠે

Away ('અવે·) દૂર, થી છૂટું

Be (બી) થવું, હોવું (જુઓ am, is, are, was, were, been)

Because (બીકૉઝ) કેમકે, કારણ કે, આમ . . . હતું તેથી

Become (બીકમ્) થવું, થઈ જવું, બનવું. (રૂપાંતર come પ્રમાણે)

Been (બીન્) થએલું (beનું ભૂતકૃદંત)

Before (બીફોર્) પહેલાં, ના પહેલાં, આગળ, અગાઉ

Best (બેસ્ટ્) ઉત્તમ, સૌથી ચડીઆતું

Better (બેટર્) ના કરતાં વધારે સારું

Between (બીટ્વીન્) ની વચ્ચે; બે વસ્તુઓની વચ્ચે (વધારે વસ્તુઓ હોય તો among વપરાય છે.)

But (બટ્) પણ, પરંતુ, સિવાય

By (બાય્) પાસે, પાસે થઈને, વડે, ની મદદથી, ને લીધે

Came (કે·મ્) આવ્યું (જુઓ come)

Come (કમ્) આવવું, આવેલું, (જુઓ

Did (ડિડ્) કર્યું (જુઓ do) [came)

Do (ડૂ) કરવું (જુઓ did, done) (પ્રશ્નાર્થ તથા નિષેધાર્થમાં આ ક્રિયા-પદ સહાયકારક તરીકે વપરાય છે)

Done (ડ·ન્) કરેલું (જુઓ do)

East (ઇસ્ટ્) પૂર્વ દિશા

Enough (ઇનફ્) પૂરતું, જોઇએ તેટલું, સારા પ્રમાણમાં, માફકસર

Even (ઇવન્) ય, પણ

Ever (એવર્) કદી પણ, હમેશાં

Every (એવ્રિ) દરેક

Far (ફાર્) દૂર (જુઓ farther)

For (ફૉર્) ને માટે
Forward (ફૉર્વર્ડ) આગળ
From (ફ્રૉમ્) થી
Gave (ગે·વ) આપ્યું (જુઓ give)
Get (ગેટ્) મેળવવું, થવું, (જુઓ got)
Give (ગિવ્) આપવું (જુઓ gave, given)
Given (ગિવ્‌ન્) આપેલું (જુઓ give)
Go (ગો) જવું (જુઓ went, gone)
Gone (ગો·ન્) ગએલું (જુઓ go)
Good (ગુડ્) સારૂં, ભલું (જુઓ better, best)
Got (ગૉટ્) મેળવ્યું, મેળવેલું, થયું, થએલું (જુઓ get)
Had (હૅડ્) ની પાસે હતું, વગેરે (જુઓ have)
Has (હૅઝ્) (તેની) પાસે છે (જુઓ have)
Have (હૅવ) ની પાસે હોવું, ના કબજામાં હોવું, ને હોવું, ને થવું (જુઓ has, had)
He (હી) તે (નરજાતિ) (જુઓ him, his તથા she, it)
Her (હ·ર્) તેણીને, તેણીનું (નામની પછી hers વપરાય છે) (જુઓ she)
Here (હીઅર્) અહીં
Him (હિમ્) તેને (જુઓ he)
His (હિઝ્) તેનું (જુઓ he)
How (હાઉ) કેવી રીતે? જેવી રીતે
However (હાવેવર્) તેમ છતાં, ગમે તેમ પણ
I (આઈ) હું (જુઓ me, my, we, us, our)
If (ઇફ્) જો
In (ઇન્) માં, અંદર
Into (ઇન્ટુ) ની અંદર, બહારથી અંદર
Is (ઇઝ્) (તે) છે (જુઓ be)
It (ઇટ્) તે, તેને (નાન્યતર જાતિમાં જ; જુઓ its તથા he)
Its (ઇટ્સ્) તેનું (નાન્યતર જાતિ; જુઓ it)
Keep (કીપ્) રાખવું કબજામાં રાખવું, સહિસલામત રાખવું, જાપતામાં રાખવું, વગેરે (જુઓ kept)
Kept (કેપ્ટ્) રાખ્યું, રાખેલું વગેરે (જુઓ keep)
Less (લેસ્) ના કરતાં ઓછું, વગેરે (જુઓ little)
Let (લેટ્) થવા દેવું, રજા આપવી, મંજૂરી આપવી, રહેવા દેવું, (ઉપરાંત એ બધાના ભૂતકાળ તથા ભૂતકૃદંત) મંજૂરી આપી, મંજૂરી અપાએલું, વગેરે
Little (લિટ્‌લ્) ઓછું, થોડું, જરાક જ, નહિ જેવું, સહેજ (જુઓ less, least)
Made (મે·ડ્) બનાવ્યું, બનાવેલું,
Make (મે·ક્) બનાવવું, આકાર આપવો, રૂપાંતર કરવું, (જુઓ made)
May (મે·) સાહાય્યકારક ક્રિયાપદ, બીજાં ક્રિયાપદો સાથે આવી 'ભલે થાય', 'થવા દો' એવા અર્થ ઉપજાવે છે; [જુઓ: might
Me (મી) મને (જુઓ I)
Might (માઈટ્) (mayનો અર્થ ભૂતકાળમાં બતાવવાનો હોય ત્યારે વપરાય

More (મો·ર્)ના કરતાં વિશેષ (જુઓ much)
Most(મોસ્ટ્)સૌથી વધારે(જુઓmuch)
Much (મચ્) ઘણું (જુઓ more, most
My (માય્) મારૂં (જુઓ I)
Near (નીઅ્ર્) પાસે, નજદીક, થી થોડે અંતરે
No (નો) ના
North (નૉર્થ્) ઉત્તર
Not (નૉટ્) નહિ
Now (નાઉ) હમણાં, હવે
Of (ઑવ્) નો, ની, નું, નાં, ની માલિકીનું
Off (ઑફ્)થી દૂર, થી જુદું પાડેલું
On (ઑન્) ઉપર
Only (ઓન્લિ) ફક્ત, એકનું એક, માત્ર
Or (ઑર્) અથવા, કે
Other (અધર્) બીજું
Our (ઑઅ્ર્) આપણું,અમારૂં(જુઓI)
Out (આઉટ્) બહાર, મર્યાદા બહાર
Over (ઓ·વર્) ઉપર થઇને
Put (પુટ્) મૂકવું, મૂક્યું, મૂકેલું
Quite (ક્વાઈટ્) તદ્દન, બિલકુલ, એકદમ
Said (સેડ્) કહ્યું, કહે, (જુઓ say)
Say (સે·) કહેવું (જુઓ said)
See (સી) જોવું (જુઓ saw, seen)
Seem (સીમ્) દેખાવું, લાગવું
Seemed (સીમ્ડ્) દેખાયું, લાગ્યું, દેખાએલું, લાગેલું (જુઓ seem)
Seen (સીન્) જોએલું (જુઓ see)
Self (સેલ્ફ્) ખુદ, જાતે, પોતે (બ. વ. selves)સર્વનામનાં છઠ્ઠી વિભક્તિનાં રૂપ my વગેરે સાથે વપરાઇ, 'હું પોતે' વગેરે અર્થ બતાવે છે.
Send (સેન્ડ્) મોકલવું (જુઓ sent)
Sent (સેન્ટ્) મોકલ્યું, મોકલેલું (જુઓ send)
She (શી) તેણી, નારી જાતિ સૂચક સર્વનામ (જુઓ he, તથા her)
So (સો) એટલું, એવડું, એટલું બધું, એવું, એવું કે, એ પ્રમાણે, એ રીતે, તેથી
Some (સમ્) કેટલાક, કેટલુંક, કોઈક
South (સાઉથ્) દક્ષિણ
Still (સ્ટિલ્) હજુ સુધી, અદ્યાપિ
Such (સચ્) આવું, આ જાતનું, આવી રીતનું, આ પ્રમાણેનું, આ મુજબનું
Take (ટે·ક્) લેવું (જુઓ took, taken)
Taken (ટે·ક્ન્) લીધેલું (જુઓ take)
Than (ધૅન્) ના કરતાં, ની સાથે સરખાવતાં, ની અપેક્ષાએ
That (ધૅટ્) પેલું, તે, સામેનું, (બ. વ those), કે
The (ધી) તે, ચોક્કસ, અમુક, (a અને an ને મળતો આ શબ્દ એકવચન બહુવચન બન્નેમાં નામની સાથે વપરાય છે)
Their (ધે·ર્)તેઓનું (જુઓ they)
Them (ધેમ્) તેઓને (જુઓ they)
Then (ધેન્) ત્યારે, પછી, તે વખતે
There (ધે·ર્) ત્યાં, તે સ્થળે,
These (ધી·ઝ્) આ, this નું બ. વ. (જુઓ this)
They (ધે·) તેઓ, heનું બ. વ (જુઓ them, their)

This (ધિસ્) આ (બ. વ. these)
Though (ધો•) જો કે
Those (ધો•ઝ્) પેલા, thatનું બ. વ (જુઓ that)
Through (થ્રૂ) માં થઇને, ના સોંસરવું
Till (ટિલ્) જ્યાં સુધી
To (ટુ) તરફ, ની દિશામાં, ની ગમ
Today (ટુડે•) આજે, આજરોજ
Together (ટુગેધર્) એકી સાથે, એક જ વખતે, એક બીજાના સાથમાં
Tomorrow (ટુમૉરો•) આવતી કાલ
Took (ટુક્) લીધું (જુઓ take)
Under (અન્ડર)ની નીચે, તળે
Up (અપ્) ઉપર, ઉપરની દિશામાં, ઉપર તરફ
Us (અસ્) અમને, આપણને (જુઓ we)
Very (વેરિ) ઘણું, અતિશય, ખૂબ, હદ કરતાં વધારે
Was (વૉઝ્) હતો (જુઓ be)
Were (વે•ર્) હતા (જુઓ be)
We (વી) અમે, આપણે, I નું બ. વ. (જુઓ us, our)
Went (વેન્ટ્) ગયો (જુઓ go)
West (વેસ્ટ્) પશ્ચિમ
What (હ્વૉટ્) શું, જે
When (હ્વેન્) ક્યારે, જ્યારે
Which (હ્વિચ્) જે, કયો, શું
While (હ્વાઇલ્) જ્યારે, જે સમયે દરમ્યાન, જે વખતે, જે વખતમાં
Who (હૂ) કોણ, જે (જુઓ whom, whose)
Whom (હૂમ્) કોને, જેને, (જુઓ who)
Whose (હૂઝ્) કોનું, જેનું (જુઓwho)
Why (હ્વાય્) શા માટે, શા કારણથી, જે કારણથી
Will (વિલ્) ભવિષ્યકાળની નિશાની, શો, શું, શે (ભૂતકાળમાં બનેલી વાતને ભવિષ્યકાળનું રૂપ આપવું હોય તો would વપરાય.) (જુઓ would)
With (વિથ્) ની સાથે, ની મદદથી, ના વડે, ના સાથમાં
Without (વિધાઉટ્) વગર, વિના
Worse (વર્સ્) વધારે ખરાબ (જુઓ bad)
Worst (વર્સ્ટ્) સૌથી ખરાબ (જુઓ bad)
Yes (યેસ્) હા
Yesterday (યેસ્ટર્ડે•) ગઇ કાલે
You (યૂ) તમે, તમને, તું (જુઓ your)
Your (યૉર્) તમારૂં, તારૂં (જુઓ you)

**The End**

## ગુજરાતમાં પ્રચલિત

# ૨૦૦૦ અંગ્રેજી શબ્દો

**આ પુસ્તકમાં** તમે થોડા આંતરરાષ્ટ્રીય શબ્દો જોયા. એટલા શબ્દો તો દુનિયાભરની ભાષામાં રૂઢ થઇ ગયા છે, માટે જ પસંદ કર્યાં છે. પરંતુ ગુજરાતી-હિંદની બધી ભાષા–ઉપર અંગ્રેજી ભાષાની અસર એથી ઘણા વધુ પ્રમાણમાં થઈ છે. તમને જાણીને કદાચ આશ્ચર્ય થશે કે આપણી ભાષામાં બે હજાર અંગ્રેજી શબ્દો ઘર કરી વસ્યા છે; એમાંના કેટલાકને તો આપણે પરદેશી તરીકે ઓળખી શકતા પણ નથી હોતા. અને એવા ચારસો શબ્દોને આપણા 'જોડણીકોશ'માં સ્થાન મળી ચૂક્યું છે.

પરંતુ કારીગરો, ધંધાદારી માણસો, દવા વેચવાવાળા, વગેરે અનેક માણસો અનેક પ્રસંગે જે અંગ્રેજી શબ્દોને સંપૂર્ણ સમજુતીથી વાપરી રહ્યા છે, એ બધા શબ્દો વીણી વીણીને એક જ પુસ્તકમાં મૂકવાનું કામ આજ સુધી બાકી રહ્યું હતું.

અમારૂં આ પુસ્તક 'ગુજરાતમાં પ્રચલિત ૨૦૦૦ અંગ્રેજી શબ્દો' એ ખોટ પૂરી પાડે છે. એ પુસ્તક તમારા હાથમાં આવતાં, માત્ર બેઝિક જ નહિ, પણ બેઝિકથી આગળનું પણ કેટલું બધું ક્ષેત્ર તમારા માટે સુલભ છે તે તમે જોઈ શકશો. ઘણા શબ્દો તમે વગર સમજ્યે વાપરતા હશો તેના અર્થ સમજશો, અને ઘણા શબ્દ જે તમે મિત્રોની વાતચીતમાં વારંવાર સાંભળ્યા છતાં નહિ સમજ્યા હો તેનો ભેદ આ પુસ્તક ઉકેલશે. (કિંમતઃ નવ આના–પોસ્ટેજ જુદું). આજે જ લખોઃ

**બેઝિક ઈંગ્લિશ ક્લાસ · લાઠી** [કાઠિયાવાડ]

# ટપાલ દ્વારા બેઝિક શીખો

**અમારી** બેઝિક ઇંગ્લિશ ગ્રંથમાળાનાં ૧૬ પુસ્તકોની યોજના એવી સંપૂર્ણ છે કે સામાન્ય બુદ્ધિ વાપરતાં કોઈપણ તેની મદદથી બેઝિક શીખી શકે. તેમ છતાં માત્ર પુસ્તક મારફત બેઝિક શીખવાની તમારી હિંમત ચાલતી ન હોય તો અમે તમને ટપાલ દ્વારા અંગત શિક્ષણ આપી બેઝિક શીખવી શકીશું. એ સંબંધી વિશેષ હકીકત માટે તમારી ઉમર તથા અભ્યાસ (હરકત ન હોય તો) જણાવી પૂછાવો:

**બેઝિક ઇંગ્લિશ કલાસ · લાઠી** [ કાઠિયાવાડ ]

'વ્યાકરણસાર' પૃ. ૫૯ ઉપર 'ખાસ જરૂરના ૧૦૦ શબ્દ'માંના પહેલા બે ગ્રુપના શબ્દોનાં જે રૂપાંતરો થાય છે તે બધાં આ નીચે આપ્યાં છે. બેઝિકમાં જેને સાચેસાચ 'વ્યાકરણ' નામ લાગુ પડી શકે એવી કોઈ ચીજ હોય તો તે આટલું જ]

## સર્વનામનાં રૂપ

| | હું, અમે, ઇ. | મને, તમને, ઇ. | મારૂં, તમારૂં, ઇ. | હું પોતે, તમે પોતે, ઇ. |
|---|---|---|---|---|
| હું | I | Me | My, mine | Myself |
| અમે-આપણે | We | Us | Our, ours | Ourselves |
| તું, તમે | You | You | Your, yours | Yourself-ves |
| તે | He | Him | His | Himself |
| તેણી | She | Her | Her, hers | Herself |
| તે (નાન્યતર) | It | It | Its | Itself |
| તેઓ | They | Them | Their, theirs | Themselves |
| કોણ,જે,જેઓ | Who | Whom | Whose | |

## ક્રિયાપદનાં રૂપ

| વર્તમાનકાળ I-We, You, They | વર્તમાનકાળ He | વર્તમાનકૃદંત | ભૂતકાળ I, He-We, You, They | ભૂતકૃદંત |
|---|---|---|---|---|
| Give | Gives | Giving | Gave | Given |
| Come | Comes | Coming | Came | Come |
| Go | Goes | Going | Went | Gone |
| Put | Puts | Putting | Put | Put |
| Take | Takes | Taking | Took | Taken |
| Get | Gets | Getting | Got | Got |
| See | Sees | Seeing | Saw | Seen |
| Seem | Seems | Seeming | Seemed | Seemed |
| Say | Says | Saying | Said | Said |
| Send | Sends | Sending | Sent | Sent |
| Keep | Keeps | Keeping | Kept | Kept |
| Make | Makes | Making | Made | Made |
| Let | Lets | Letting | Let | Let |
| Do | Does | Doing | Did | Done |
| Have | Has | Having | Had | Had |
| (Be)Am-are | Is | Being | Was-were | Been |